# પારસી ટોલાને માટે પંચાએતની

# જરૂર વીશે વાએજ.


કરનાર,

**મોબેદ રતનજી રૂશતમજી કાંગા,**

જરથોસ્તી ટોલાનું ભલું ઇછનાર.





મુંબઇ વરતમાન છાપાખાનામાં છાપી,



શને ૧૨૫૬ ઇઆજદેજરદી.

શને ૧૮૮૭ અંગરેજી.

# દીબાચો



દીનદાર જરથોશતી શાહેબોની ખીદમતમે
નમનતાઇ શાથે હમારા નાકેશ વીચારો રજુ
કરવાની રજા લઇજીએ છે. હમે આશરે તીશથી
વધારે વરશ થએઆં જરથોશતી ટોલાનો દેખા
વ જોઇ અચરત થતા હુતા તેવા માંઠા દેખા
વને દુર થએલો જોવાને ખંતી હુતા. પણ તેમો
વધારો થઇને એટલુ તો ક રૂપ પકડવા લાગો
કે હમારાથી દેખી શખાણું નહી. પણ તેવા
માંઠા દેખાવમો વધારે શરો પેશીને આખા
જરથોશતી ટોલામો કંકાશ નહી વધી જાએ હેવું
ધારતો હતો પણ શેવતે તરાં વતીક પરેઆંછે.
હમે ગરીબ હોવા છતાં, હમારાથી શબુરી થાઇ
નહી. જેથી હમે કેટલાંએક લખાંણો કરી ચોપાં
નીઆંની મારફતે શુચના વતીક કીધી હતી.
પણ તેવી શુચનાં વાશે ટોલાનાં અકાબરોને કં
ઇજ અશર થઇ નહી. પણ હાલી ચાલુ દેખા
વ જોઇ હમોને અતીશે દલગીર થવું પરીઉ.
અને હમારી નાં શકતી છતાં **વાએજ** કરી.
ટોલાનાં અકાબરોને પાછી શુચનાં કરવી પડી.
તેવી શુચનાં ટોલાનાં અકાબરોની અને તમાંમ
જરથોશતી શાહેબો આગલ મેલવાની ફરજ

જણાવાથી તે વાએજનાં ચોપાંનીઆં કાહાડી તમો નાંમદાર શાહેબોની ખીદમતમો રજુ કરેઆં છે. જેમાં તરણબાબદો જણાવી છે. એ બાબદો ઊપર ધેઆંન આપવાને નામદાર શર જમશેદજી જીજીભાઇ તરીજા બેરોનેત શાહેબને અને પારશી પંચાતનાં ફંડનાં તરશતી શાહેબોનું ધેઆંન ખેચવા અરજ કરૂં છેવું. એજ મખશદ.

રોજ ૨૧ મો માહા ૪ થો શને ૧૨૫૬ એજદેજરદી

લા૦ દોલાને વાશતે કાલજી રાખનાર,

**મોબેદ રતનજી રૂશતમજી કાંગા.**

# પારસી ટોલાને માટે પંચાએતની જરૂર વીશે વાએજ.

---

પાખ દાદારની મદત હોજો.

મીજલશનાં શાહેબો—આપણ જરથોશી ટોલાને માંયે કોઈ પંચાત નથી, કંઈ ચોકશ કાએદા નથી, જેથી દીન ઊગે ટોલાની ચાલચલનમાં અને ધરમનાં ફરમાંનોમાં ગુચવાડો થતો જાએ છે. હમોએ ઘણીબી ખતપત કાધી, શેંકડો રૂ૦ ટોલાને વાશતે ખરચેઆ, પણ હમારી રાખેલી નેમ દીન પરદીન ડુબતી જાએછે. તેનું કારણ એજ કે મુંબઈ મધે પારસીની પંચાત નહી મલે અને વલી જે દાહાડાથાં બે દશતુર થએઆ, જેઓની આજે તરણ પેહુડી થઈ ગેઈ પણ તેઓનાં વીચારો એક બીજાથી જુદા હોવાથી ધરમ શમબંધી માઠો દેખાવ બનતો જાએ છે, તે વીશે બંદોબશત કરવાને હમે શાલ ૧૨૫૬ એજદેજરદીમાં એક ચોપાંનીઊ કાધીને પંચાતનાં ફંડનાં તરશતી શાહેબોને શુચનાં કરી હતી અને તે વીશે ઘણી મરતબે ગાંઠનો ખરચ કરી ચોપાંનીઆં પણ કાહાડીને શરવે જરથોશતીઓને જાહેર કરીઊ હતું કે આ ઠંકાશની મેખને તુકડેથી ઊખેદી નાંખો

નહી તો આગલ ચાલતાં ટોલાઓ અને ધરમ ઓ માંઠો દેખાવ થાઇ પડશે. તેથી મુંબઇનાં પરખેઆત બંધો દશતુરોને શુહલે કરાવો. એક શરખી રીતે બંધાને ઓહતાઇ આપો. જેથી તે શાહેબો શુહલેથી ધરમ વીશેનાં કાએદા બાંધી આપે અને તે પરમાંણે ચાલવાની ઓબેદા ને ફરજ પરે પણ તેવી ભલી બાબદો ઊપર અકાબર શાહુબો તરફથી કઈજ ધીઆંન આપવાને બનીઊ નહીં બલકે કેટલાકોતો એકબીજા દશતુરને ઊશકેરનીની શામની મદત કરવા લાગા. જેથી તેઓ આપખુદ થઇ ગીઆ. પોતાનીજ મતલબનું કરવા લાગા બલકે બંધો દશતુરો પોતાની પખશઓ અનેક પરકારથી બીજા ઓબેદાને તથા બેધીન શાહેબોને ખેંચવા લાગા જેથી જરથોશતી ટોલાઓ ફાટફુટ પડી ગેઇ બલકે તડાં વતીક પરેઆં, જે વીશે મને ઘણું બોલવાનું અને લખવાનું છે. શાહુબો હવરેની ચાલતી રશાકશી જો ચાલુજ રેહશે તો બે ચાર વરશઓ જરથોશતી ટોલાઓ ઘણો ભએંકાર દેખાવ થઇ પરશે તે શાથે ધરમનું દુબાદુબ થશે. હાવી તક લેઇ જેઓ ધરમ શંબંધી તથા કીરીઆ શંબંધી શઘલું ફેરફાર કરવા માંગે છે, તેઓ પોતાની નેમ પાર ઊતારશે હેવુ ચોકશ શમજી લેવુ. શાહુબો આપણે માંથે

પંચાત નથી, કોઇની શતા નથી, ધરમ શંબંધી
કઇ ચોકશ કાએદા બાંધેલા નથી. ટોલાઓ છુ
ટાપણું ઘણું વધી ગીઊ છે. તેનો અટકાવ
કરવાની કોઇની શતા નથી. જેથી બીજી ગણે
આત વારાની નજરમો આપણે ઘણી હલકી
પદવીનાં થઇ ગીઆ છેજીએ. બીન ગુરૂનાં ચેલા
થઇ ગીઆ છેજીએ. કારંણ કે આપણે માંથે
કંઇજ અંકુશ રહુઓ નથી. શરવે પોત પોતા
ને ઘેરનાં હાકમ, પોત પોતાને ઘેરનાં ધરમ ગુરૂ,
પોત પોતાની શતા ચલાવાને માલેક થઇ ગીઆ
છે. જેથી ટોલાઓ અને ધરમનાં કાંમઓ ફાત
ફુત પરી ગેઇ છે. તે શંધુ દુર કરવાને વાશતે
આપણે માંથે પંચાત હુભી થવી જોઇએ અને
જરથોશતી ટોલાનાં અને જરથોશતી ધરમનાં
ભલાંને વાશતે, કાએદા શરકારની મારફતે બં
ધાવી મંગાવી, પંચાતનાં ઠેડવેલા શાહેબોને શવા
ધીન કરવા જોઇએ જેથી આપણા ટોલાઓથી
દુખ ભરેલો માઠો દેખાવ દુર થઇ જાએ. આપ
ણો જરથોશતી ટોલો પાછો માંન ભરેલી
હાલતમો આવે. શાહેબો મારી અરજ એ છે
કે આપણ જરથોશતીઓ તરફથી એક અરજી
કરી, તે ઊપર બનતી શહીઓ લેઇ, હાલની પંચા
તનાં ફંડનાં ટરશતો શાહેબોને આપવી જોઇ
એ. જેના આધાર ઊપરથી તરશટી શાહેબો, એ

વીશે જાહેર મીટીંગ બોલાવે અને તે મીટીંગ ની મારફતે પંચાતનાં ચોકશ નંબરો ઠેડવે. તે શાહેબો તથા પરબેચાત દશતુર શાહેબો અને વીદવાંન મોબેદ શાહેબો તથા કાબેલ બેહેદીન શાહેબો વીગરે આશરે એકશો માંણશોની મંડલી બેશી જરથોશતી ધરમ શંબંધી, ટોલા શંબંધી કાએદા ઘડી કાહાડે. જેમો કંઇબી ખર ખુશામત અને મતલબનુ નહી હોએ. અને જરથોશતી બચ્ચાંઓને ધરમની કેલવણી આપવા તથા અપાવવા વીશે ચોકશ બંદોબશત કરવામો આવે તો, તેવી કેલવણીની ફરજ ઊધરતા મરદોને અને ઊધરતી છોકરીઓને શમજાવે, ત કેમ અને કેવી રીતે શમજાવામો આવે તેની ગોઠવણ કરી તે પણ કાએદામો લાગુ કરી, પછી જાહેર શભા તમાંમ જરથોશતીઓની બોલાવી, તેઓનાં વીચાર લેઇ વધુ મતથી પશાર કરે અને પછી આપણી મએઆલુ શરકાર પાશે માંગની કરી કાએદા ચોકશ શતાદાર બંધાવી મંગાવી પંચાતનાં મુકરર ઠેડવેલા શાહેબોને શવાધીન કરે તો, આપણી પંચાતની શતા જે આપનાં હાથમોથી ગુમ થઇ ગેઇ છે તે શતા પાછી શજીવન થાએ અને આપણા ટોલાનો ઇનશાફ આપનાં હાથમો પાછો આવે. તેઓને મલેલી શતા પરમાંણે આપણા ટોલાનો

ઈનશાપ્ કરે. અને વાજબી પણે આપણને ઈન
શાપ્ આપે. તથા તકશીરવારનો અટકાવ ઈઆ
શીખશા કરી શખે. મેરબાંન શાહુઓ તમો વીચા
ર કરો કે શરવે ગનેઆતને માંયે પંચાત છે,
પોતાની પંચાતનો ઈનશાપ્ તેઓ કરે છે. તે
વારે આપણેજ આપનાં ટોલાનો ઈનશાપ્ કાંએ
નહી કરી શખીએ. અને શરકારમોજ શું કરવા
લેઈ જાઈએ. આપણા વખનાએલા ટોલાને
વાશતે એ કેવું દલગીરી ભરીઊ છે. તે
વીશે તમો વીચાર કરો. આપણ જરથોશતી
ઓનો એક વખત હુવો હતો કે એ ટોલો
બીજાના ઈનશાપ્નીબી માલેકી ભોગવતો હતો.
આપણાં નેઆગાંનો પાદશાહી શાથેની જાઓ
જલાલી ભોગવનારા હતા. પણ આશમાંનની
ગેરદેશથી જો કે આપણી જાહો જલાલી
શાથની પાદશાહી ખોઈ તોએ આપણાં નેઆ
ગાંનોએ પોતાની હીંમત છોરી નહી, દુશમેન
પાહદશાનો જુલમ ખમવા કરતાં ધરમને હઈડે
ધરી, ઘેર બાર છોડી દેશ છોડી, અતીશે સુક
શાંની ભોગવવા શાથે હીંદુશતાંનમો આવી પાર
કાં રાજને આશરે વશેઆ. પણ એકીનદારી
છોડી નહી. તેજ વડીશનાં બચાં આપણે હીચ
કારા પણું બતાવી પારકે દરવાજે બંધાએલા
રેહીએ. ધરમનું દુબાદુબ કરીએ એ થોડી

દલગારીની વાત નથી. શાહુઓ ટોલા શંબંધી અને ધરમ શંબંધી કાલજી જેમ શો વરશની વાત ઊપર આપણા વડીલો રાખતા હતા, પોતાનો ઇનશાફ પોતાનાં હાથમો રાખતા હતા, જોકે તે વખતે મોગલાઇ ઇનશાફ હતો. તેવા વખતમોબી આપણાં ટોલાનો ઇનશાફ આપણાં હાથમો હતો. તેજ ટોલાનાં જરથોશતીઓ આજે હીચકારાપણુ લેઇ બેઠા છે. શતા ખોઇ બેઠા છે તેનુ કારણ શું ? કારણ એજ કે પોત પોતામો કુશંપ વધી જવાથી બનીઊ છે. પોત પોતાને ઘેરનાં શેઠ બની જવાથી શંપ રેહુઓ નથી, કુશંપને લીધે આપણાં ધરમમો અને આપણી કીરતીમો ઘટાડો થતો જાએ છે, તેનાં ઊપાએ લેવાને વાશતે આપણે માથે શતાદાર પંચાત થવી જોઇએ. શતાદાર પંચાત નહી હોવાથી જેમ જેની મરજીમાં આવેચ તેમ ચાલે છે જેથી આપણી જાહો જલાલીનો, આપણી કીરતીનો, આપણાં પવીતર ધરમનો ગુચવાડો થઇ ગીઓ છે. જેને જેમ ગમેચ તેમ ચાલી આપણી કીરતીને જાંખ લગાડે તેવારે શું આપણે જોઆ કરીએ, કઇ દરકાર નહી રાખીએ. એ શું થોરૂં શરમ ભરેલું છે. તે વીશે તમોજ શાહુઓ ધીઆંન આપો. અને ગફલતીની હુંગમાંથી શજાગર થાઓ. શાહુઓ હું કંઇ

એક તરફી કે બીજી તરફી વીચાર જણાવતો નથી. તેમજ કોઈની ખુશામતથી કે રાખ રખા વતને વાશતે શમજાવા ઊભો નથી. માહારૂં કેહવાનું હેવુંજ છે કે ધણી વગરનાં ઘોર શુનાં. તેજ પરમાંણે આપણ જરથોશતી ટોલાને માંથે કંઈજ અંકુશ રહેઓ નથી. જેથી આપણાં દશતુરજી શાહેબો, વીદવાંનમો ખપનારા મોબેદ શાહેબો, બીજા શાધારણ મોબેદ શાહેબો, અને કેટલાએક વીદવાંન બેહેદીન શાહેબો, તથા કોઈ કોઈ અકાબર શાહેબો, પોતાની મરજી પરેઅ તેમ ચાલે છે. અને બીજાઓને ફરજ પારીને ચલાવે છે. તેમાથી હેવું બને છે. કેટલાએક દશતુરો, કેટલાએક તોરાની મોબેદો, કેટલાએક મતલબી બેધીનો તેઓ વીદવાંન હોએ, કે અપત હોએ. તેઓ પોતાની બુરી નેમમો, બુરી ચાલમો અને બુરી મતલબમો ફાવી જાએ છે. તે શંધલાઓનાં અટકાવને માતે આપણાં ટોલામો પંચાત હુભી કરવી જોઈએ. તેમજ તમો શાહેબોબી શમજતા હશો કે પંચાત થવી જોઈએ. શાહેબો મેં તમોને આગલ શમજાવાઊ કે આપણાં ફંદનાં તરશતી શાહેબોને અરજી કરવી તે વીશે તમો શાહેબોને શમજાવાની રજા લેવું ચ. આપણ જરથોશતી ટોલામો બે શભા વખ નાએલી છે. તેવો પોત પોતાનુ કાંમ આગલ

વધારતા જાય છે. પેહલી રાહાનુમાએ શભા અને બીજી ખેતવારીઓ હુબી થએલી, ધરમના અને કીરીઆનાં કાંમ ઊપર અનેકાદ વધરાવનારી શભા. એ બંધો શભા તરફથી ઇઆ કોઇબી શાહેબો તરફથી હીંમતથી પેહલી આગેવાંની કરી, શહીઓ લઇ, એક મોહટી અરજી કરીને આપણા ટોલાનાં આગેવાંન ઇઆ પરમુખ શાહેબને આપવી જોઇએ. તેવણ શાહેબ પોતાનાં શોબતીઓ શાથે કાએદા બંધાવાની ખતપત કરે. જેથી આપણું ધારવેલું કાંમ પાર ઊતરે અને ટોલાની ઇજતઓ તથા ધરમનાં કાંમઓ વધારો થાએ. તે શાથે શુહલે શંપજથી જરથોશતી ટોલાની આબાદી થાએ. આંમીન આંમીન.

---

## દશતુર શાહેબોને શુહલે કરાવા વીશે.

શાહેબો હાલી કેટલાએક ચરચા પતરી હવાઇ લખાંનો કરે છે. કોઇતો મુંબઇનાં પરખેઆત બંધો દશતુર શાહેબો પાશે પોતાની દશતુરીનું રાજી નાંમુ અપાવા નીકલેઆ છે. વલી કોઇ લખે છે કે મુંબઇનો એક દશતુર કરવો જોઇએ. વલી કોઇ તો બીજો નશાએત નવોજ દશતુર કરવાની શુચનાં કરે છે. હેવાં મતલબી

લખાંનો થવાથી કઇ ફાએદો થવાનો નથી. તેવારે તે લખનારાઓને મદદ આપનારા દાહે આબી આ જમાનાંમો પેદા થઈ ગોઆ છે. પણ તેવા શાહેબો ધેઆંન નથી આપતા કે મુંબઈમો, જરથોશતી ટોલામો જે ખલપલ ચાલે છે. તે એ બંધો દશતુરજી શાહેબોને વાશતે ની છે. તે વીશે કોઈબી નાં પાડશે નહી. તે વારે તેઓ રદ કેમ થશે અને બીજો દશતુર ઠેડવવાની શતા કોણને છે. હજુર આપણ જર થોશતી શાહેબોને શજાવર છે કે હાલની પંચા એતનાં તથા બીજા અકાબરોને એક અરજી કરી એવું માંગવું કે મુંબઈનાં મરબેઆત દશતુરો જામાશપજી મીનોચેરજી જામાશપ આશાનાં તથા દશતુરજી પેશોતનજી બેરાંમજી શંજાનાં. એ બંધો શાહેબોને ફરીથી શુલે કરાવી તે બંધો દશતુરોને એક શરખી રીતે મોહોટાઈ આપી. બંધોને વડા ઠેડવવા, તે એમ ઠેડવવા કે મુંબઈની વશતી કોલાબેથી વાંદરે શુધીની તે વશતીનાં ર) ભાગ કરવા. દર એક ભાગનાં એકેક વડા દશતુર કરવા. તે બંધો ભાગમો જેબી જરથોશતી વશતા હોએ તેઓને ફરમાશ હુવી થાએ કે જો દશતુરજી શાહેબો ને બોલાવવા હોએ તો શુખેથી બોલાવે. પણ જે હદ ઊપર વડા દશતુર નેમેલા હોએ તેવણ

નેજ વડા તરીકે ગણી, કોઇબી વખતે બીજે જશ મલતા બોલાવે. તે જગા ઊપર વડા પણુ જાલવવા પેહેલા દશતુર તરીકે બેશે. તેવણનાં શીધા હાથ ઊપર બીજા દશતુર તરીકે બીરાજે. જો એ પરમાંણે બંધો દશતુર શાહેબોની રાજીથી નેમણુક થાએ તો, માંથાજીખન મતી જાએ. તે શાથે દશતુરોનાં મદત કરનારા જે પુછડાં છે. જેવો પેતને વાશતે હઇથી તઇ. અને પેલી ગેમથી આંની ગેમ કરતા ફરે છે. તેઓબી પોતાની મેલે રાજી થાએ. અને શમાંધાંની થઇ જવાથી, આપણ જરથોશતી ટોલામો જે રશા કશી ચાલે છે તે દુર થાઇ જાએ. તેઓ ધર મનાં ફરમાંનો વાજબી પણે આપે. જેથી ટોલામો શમાંધાંની રહે. આ જોગવાઇએ હું જરથોશતી ટોલાને તથા અકાબર શાહેબોને નમ નતાઇ, ઓજરખાઇ અને આજેજીથી લખુચ કે ઊપલી બીનાં ઊપર ધેઆંન આપી, બને તેમ બંધો દશતુરોને રાજી કરો. જેથી ટોલાની અને ધરમની આબાદી થાએ. આંમીન.

---

## ધરમ કેલવણી જે નીશાલોમાં તથા ઈશકોલોમાં આપવામો આવે છે, તે વીશે શમજાવું છેવું.

શાહેબો રાહાનુંમાએ શભા તરફથી જર થોશતી બચાંઓને ધરમ કેલવણી આપવા અ

ધવા અપાવવા વાશ્તે જે મોહોટા દેખાવ શાથે, પેદર પે ભાશાંણો કરવામો આયેઆં હતાં. જેની અશર આખા જરથોશતી ટોલામે થાઈ હતી. તેવી ભલી બાબદ વીશે મોહોટો ગભરાત મચી રહુઓ હતો. કે હવે જરથોશની ટોલો જે પોતાનાં બાપીકા ધરમથી બે નશીબ રેહેલો છે. તે નશીબવાંન થશે, હેવી ઊલત અને ઊમેદ શરવે જરતોશતીઓને થઈ હતી. પણ તે રાખેલી ઊમેદ ભશટ થાઈ ગેઈ. મને પોતાને પણ અતીશે ઊલત થાઈ હતી. કે હવે જરથોશતી ધરમ ઊપર અને ધરમનાં પરમાંનો ઊપર અજવાલુ થાશે. જેથી હમોએ તેવી ઊલતમો આવીને, કામેલ દશતુરજી શાહેબ એરચજી શોરાબજી મેરજી રાંણા પાશે જાઈ, જરથોશતી ટોલાનાં બાલકોને શીખવા તેનાં અરથો શાથે, શાધારણ જરથોશતીઓને શમજ પડે હેવી ધપથી. અવસતાની કેતાબ હમારે ખરચે કાહાડવાની પરમાશ કરંવાથી, તેવંણ શાહેબે બંનતી મેહનત લેઈ નેઆશત તથા ઈઅશતનું મને લખાંણ કરી આપીઊ. તે લખાંણનું આખું પુશતક કાહાડવાને મેં દરૂશત જોઈઊ નહી. જેથી થોરૂં થોરૂં લખાંણ છપાવી બાહાર પારીઊ. શબબ કે આખું પુશતક ગરીબ જરથોશતીઓથી લેવાને બનશે નહી. તેમજ નાદાંન

બચાંઓ પ્રારી નાંખે. હેવો વીચાર કરી. એ ચ્યાર ભાગમો શરોશ બાજથી તે પાંચો ગેહ, પાંચો નેઆએશ, પપેત વાગરે નમશકારો શાથે છપાવી, ચોપાનીયાં બાહર પારેઆં. તે ચોપાં નેઆંનું નામ બાળ બોધ આપીઊ. તે હજારો ચોપાંનીઆં કાહાડી હજુર કબતો ભરી રાખેઆં છે. જે ચોપાનેઆં ઊપર ચ્યાર દશતુર શાહુએ પોતાનાં ભલા વીચાર જણાવેઆ હતા. તે ચોપાંનીઆંની ખુબીથી હમે જરથોશતી છોકરાં ઓને તેના મીનીંગ શાથે પઢવા શીખવી, મોહટા મોહટા મેલાવરા મેદાંનોમાં કરી, બચાંઓ પાશે અવસતા પઢાવી, તેનાં મીનીંગ કરાવેઆ હતા. એટલુંજ નહી પણ વરશ ૧૨) થી ૧૫) શુધી નાં છોકરાંઓ પાશે. જાહેર વાએજો પણ કરા વી ટોલાની ખાતરી કરી હતી. પણ ટોલાનાં માથાં ભાએગ હોવાથી હેવું બનાઊ કે મુંબનાં બંદો દશતુર શાહેબોને અને પેલા કેટલાએક મો બેદો જેઓ શીખીને પનદીત થઇ ગીઆ છે. તે ઓને ખરાબ લાગવાથી હશદનાં મારેઆ અનેક ઊપાએથી મારી કેલવણી બંધ પાડવા ખંતી પણે ઊપાએ કીધા. જેથી હમો નીશફલ થએઆ, કારણ કે મને કોઇનીબી મદત નહી હોવાથી. અને ખરચ ગાંથનો કરવાથી નાચારીથી હમે કાહાડેલી ૨) ઇશકોલ વરશ ૧) ચલાવી, બંધ

કરવાની ફરજ જનાઇ. શાહેબો હવે હું શીખેલા ઓબેદા વીશે. અને મોહતી મોડતી ઇશકોલોમો જે ધરમ કેલવણી આપવામો આવે છે. તે વીશે બોલાશો કરવા માંગુ છેઉં. તે એ છે, કે લવણી કોણને આપવી. અને કોણને લેવી. તેમ બંનતુ નથી. નાંધલાં નાંધલાં બચાંઓને મોનેથી શમજાવાઓ આવે છે. તેઓ એક ગેમ શમજે કે બીજી ગમ ભુલી જાએ. અને મોહતા છોકરાઓ. જે પાંચમાં, છથા અને શાત મા કલાશનાં છોકરાઓને શીખવવાઓ આવતું નથી તેમજ તે ચડતા કલાશના છોકરાવો જેવો મોહતી ઊમરનાં છે. તેઓ શીખતા પણ નથી. તેઓ ઇંગરેજી શીખી પશાર થવાની હદમો આવેલા જેથી ધરમનાં ફરમાનોને કઇજ બીશાદનાં ગણતા નથી. શામનાં છીત છીત, હેવા હલકા શખુનો બોલે છે. જો કે વીદવાંનમો ખપી, મદરેશાઓ શીખી, શરટીફીકેટ મેલવી છે. તેવા શાહેબો ધરમબોધ આપે છે, કઇ બીન શીખેલા ઓબેદા આપતા નથી. જે વારે પેલા ઇશકોલમો શીખતાં મોહોટા છોકરા શુધરી જાઇ, જરથોશતી ધરમ વીશે બેદરકારી કરે, તે વારે હેવી બેદરકારીનો દોશ કોણને શાર રહેવો જોઇએ. માશટરોને માંથે કે ઇશકોલનાં માલેકને માથે, તે વીશે તમોજ શાહેબો વીચાર

જણાવો. પગાર લેઇને શીખવનારા ધણીઆતી
માશટરોતો છોકરાવોની મરજી ઉપરજ હાધાર
રાખે છે. છોકરાઓ જે મોહટી શમજનાં છે.
તેઓ ઉપર ધણીઆતી જરયોશતી માશટરો,
પોતાનો ધરમ શીખવવાનું દબાંન કરી ફરજ
પાડે નહી. કારણ કે તે એમ શમજે કે રખે છો
કરાઓ ઉઠી બીજી ઇશકોલમો જાએ. પણ જે ધર
મખાતાંની ઇશકોલો છે. તેવા ધણીઓ પગાર વ
ગર છોકરાઓને મુફત શીખવે છે. માશતરોનાં
મોહટા મોહટા પગારો આપે છે, તેવા ધણીઓ
ને તો ફરજ છે. કે શરવેથી મોહટા છોકરાઓ
જેઓ ચઢતા કલાશનાં હોએ તેઓનેજ ધરમની
કેલવણી આપવાની જરૂર શમજી, તેઓને
શીખવાની ફરજ પાડવી જોઇએ. તેઓ પોતા
ની ગરજે શીખે. તેઓ ઇશકોલમાંથી ઉઠીબી
જાએ તો તેની ધાશતી શું છે. મુફત કેલવણી આ
પવી. જો પાંચ છોકરા ઉઠી જાશે તો પચીશ બરી
બનાં છોકરા વધશે. હાલી નાંમદાર શર
જમશેદજીની ઇશકોલમો હજારો છોકરા શીખે
છે, તાંહાં આથ થી દશ શીખેલા મોબેદો ધરમ
કેલવણી આપે છે. પણ નાંધલાં બચાંઓ શાથે
રમત કરી પગારો ખાએ છે. તેવી મોહનેથી
શમજાવત આપે છે. તે વીશે કોઇ ધરમબોધ
નાં પુશતકો છપાવી દર એક છોકરાંને આપી

બેશન કરાવતા નથી તે. બચ્ચાં ઓમેનાં બોધ એક ગમ શમજે કે બીજી ગમ ભુલી જાએ અને જે વારે તેઓથી ચઢતા કલાશમો જાએ કે તેઓથી શીખવાને નાં પાડે. જેવારે જરથોશતીઓ પોતાના બાપીકા ધરમને પશંદ નહી કરે, તેવારે ધરમ શબંધી ગુચવારો થઇ પરે તેમાં નવાઇ શું છે. જુદ દીનવાલા આપણને હશે, આપરા ધરમ પુશતકો વીશે શખ લેઇજાએ, વલી જેઓ ધરમ ઊપર એતબાર રાખતા નથી, જેઓ શંધલુ ફેરફાર કરવા માંગે છે, જેઓ પોતાનાં ધરમ ગુરૂને ધીકારે છે. તેઓને ફાવીતું થાએ તેમા નવાઇ શું. આજે કેટલીએક ઇશકોલો છે. તે એક બીજા ઊપર શરશાઇ ભોગવવાનો દાવો કરે છે, મોહટાં મોહટાં શરાગાત શાથેનાં હેંડ બીલો છપાવે છે. કે આટલા છોકરાને શીખવેઆ ને આટલા પશાર કીધા. પણ કોઇબી ઇશકોલ માશતર કે ધણીઆતી ઇશકોલવાલા શાહુબો, છાતી ઠોકીને હેવું કેહશે કે હમારી ઇશકોલમાંથી ધરમ કેલવણી લેઇ આટલા છોકરા બાહાર પરિઆ, અને તેઓએ આટલી ધરમની વાએજો કીધી, અને જરથોશતી ટોલાને એકીનદારી ભરેલા કીધા. તેમ કેહવાને તો શધલી ઇશકોલો પશાત રેહશે, કોઇબી ઇશકોલ જરથોશતી ટોલાને

હાવો દેખાવ કદી દેખારશે નહી. જાંહાં જોશો તાંહાં છાલકા પણુ, ઇતરાજી, આપખુદી, બે હાઇ, વધી ગઇ છે. વલી નાટકો, ગાયણો, શારંગી, તમોરા વજાડવા શીખે છે. શું એ થોડું શરમ ભરીઊ છે. શાહેબો જે વરશ પાંચ ની વાત ઊપર શર જમશેદજી વાલી ઇશકોલનાં ટરશતી શાહેબોને હેવી અરજ કીધી હતી કે માશ છ ની મુદત શુધી મને તમારી ઇશકો લઓ ઊમરે પુગેલા છોકરાઓનો એક કલાશ ધરમ બોધ શીખવવાને આપો. મારી છપા વેલી ચોપડીથી તેઓને માહારી શાધારણ રીત પરમાંણે ધરમબોધ આપી, તમારી ખાત રી કરૂં, પણ તે માનવંતા શાહેબોને તે પશંદ પડીઊ નહી. જો કે તેવી અરજનો મને જવાબ મલેઓ હતો, તેબી ટરતીનાં આંશું જુછાવા શરખો હતો. કારણ કે હઓ પેલવી કે પારશી ની એક બે ચોપડી શીખેલા નહી હતા. હઓને કઇ ઘોંગ ધતુરા કે બાહારનો દેખાવ કરતાં આવડતું હતુ નહી. પણ મારી નાકેશ મન શખતી પરમાંણે શીખવવાને હીમતવાંન હતો. અને હજુરબી છેવું. જો કોઇબી ઇશકોલનો ધણી છઠા કે શાતમાં કલાશનાં મોહોટા છોકરા ઓને ફરજ પાડી, હઓને કબાક એક કે બે પોતાની ઇશકોલમો ધરમબોધ આપવાને નેમ

ણુક કરશે તો, હમો માશ તરણ શુધી વગર પગારે શીખવવાને બંધાએલા રેહશુ અને તરં ણ માશમો દેખાડી આપશું કે જરથોશતી છોકરાઓ પોતાનાં બાપીકા ધરમ વીશે કેટલુ ગનેઆંન ધરાવે છે. પણ માશતરો પોતાનાં કુલાશનાં છોકરાઓને ચોકશ ફરજ પાડે તોજ એમ બને. શાહુબો આજે જેઓ શરકારમો વગ ધરાવનારા છે, જેઓ ઈંગરેજી કેલવણી પામે લાછે, તેમાનાં કેટલાએક મતલબીઆ ઈંગરે જી કેલવણીનેજ ઊતમ જાણનારા છે, પો તાની શખુન પરવરીને વાશતે ધણીઆતી ઈશ કોલનાં માશતરોને ગભરાવે છે. કે તમો તમા રી ઈશકોલમો ધરમ કેલવણી આપવાને ફરજ પાડશો તો, જે તમારી ઈશકોલ રેજીશટર થઈ છે અને તમોને દર વરશે શરકાર તરફથી દરમાઓ મલે છે. તેમો હરખત થાશે, આજે તો શરકારનીજ મરજી પરમાંણે કેલવણી આપ વી જોઈએ. જે ધપની કેલવણી શરકારી ઈશ કુલોમાં અપાએ છે, તેજ ધપ ચલાવવી જોઈએ. શાહુબો જેવારે પેલા માશતરોને હાવી ધાશતી આપવામો આવે, તેવારે જે માશતરો ગુજ રાંન કરવાનેજ બંધાએલા હુાએ, તેઓ ધાશ તીનાં મારેઆ તેમજ કરે તેમાં નવાઇ શું. કેટલાએક પોતાની ખાનગી મતલબો પાર

પાડવા. શરકારનાં કાંમનેથી બદનાંમ કરે છે. બાકી જએઆબુ શરકાર તરફનો કઈ હાવો જંગલી વાચાર નહી હોએ, કે પોતાના બાપીકા ધરમ વીશે, તે ધરમની ખુબી શમજાવા વીશે. આરે આવે પણ ઊલટા કેટલાએક ઇંગરેજોતો ખોલલી રીતે જરથોશતી ટોલા વીશે પોતાના વાચાર ઠલકા જણાવે છે, કે જરથોશતીઓ પોતાનાં બાપીકા ધરમથી બે નશીબ રહે છે. આજે ઇંગરેજી રાજઓતો શરવેને પોતાનાં ધરમ પરમાંણે ચાલવાને છુટ છે. શરવેને પોતાનાં ટોલા શમબંધી બંદોબશત રાખવાને મુખ તીઆરી છે. શરવે ગનેઆતને માંથે પંચ મંડલી છે, તેઓ પોતાની ગનેઆતનો ધરમ શમબંધી ઇનશાફ કરે છે, તથા તકશીર વારોને શીખશા વટીક કરે છે. તે વારે આપણા જરથોશતી ટોલાનેજ માંથે પંચાત કાંએ નહી હોએ, તેથી શતાદાર પંચાત હોવીજ જોઇએ. તેમ કરવાને આપણી ફરજ છે, ત પરમાંણે ચાલવાને શરવે બંધાએલા રેહશે, તેમાં કાંઇજ શખ નથી. શાહુઓ કેટલાએક શાહુઓ હેવુ વીચારતા હોશે. કે શરકારમાં આપણે ઇનશાફ આપી ચુકા તે પાછો લેવાએ નહી. હાવા વીચાર વાલા શાહુઓ ભુલ કરે છે. જે આપણે આપી ચુકા છઇએ. તેટલાજ વાશતે નમનતાઇ શાથે નાંમ

દાર શરકાર પાશે. પાછું માંગી લેવું જોઇએ. તે વારેજ વાજબી કેહવાએ. બીજી ગનેઆતે પોતાની પચાતનો ઇનશાપ પોતાનાંજ હાથમો રાખેલો છે. તેથી તેઓને માગી લેવાની કે કાએદા બધાવાની ગરજ નથી. તેઓએ કઇ આપીઊ નથી, કે માંગી લેવાની ઇઆ કાએદા બાંધવાની ગરજ પડે. તેઓ તો પોતાનાં ચાલુ રવઈઆ પરમાંણે અને વડીલોનાં બંદોબશત પરમાંણે ચાલેઆજ જાએ છે. અને આજનાં ઇંગરેજી શીખેલા પોતાનાં કાએદાથી ઊલતા ચાલે છે. તો તેઓને પંચાત શીખશા કરે છે. તેવી શીખશા વતીક શરકારમો બાહાલ રહે છે, તે વીશે નમ: શાહેબોને કઇ અજાનીંઊ નહી હોશે. હવે મારૂ બાશાંણ વધ કરતાં તમો મીજ બાંની શાહેબોને ચેતવણી કરૂચ કે હવે ગફલતી વી હુગમાથી શજાગર થાઓ. પોતાનાં ટોલાને વાશતે કઇ ઊપાએ લેઓ. હાલનાં જરથોશતી અકાબરોને મોહોટી અરજી કરો. જેથી તેઓ શાહેબો પોદાને વાશતે ટોલાની દાદને પોંહોચે. આંમીન. આંમીન.



## ભગરનાં ટોલામો તરાં કોણથી પરેચ અને હાલી પરેઊ તથા એક શેહેરમો બીજા આતશબેહેરાંમ થાએ કે નહી તે વીશે બોલાશો.

જરથોશતી ભાઈઓ આજે તરન વરશ થઈ ગીઆં ભગરનાં મોબેદો અને દશતુરોમો જે માંયો દેખાવ થઓ છે તે જોઈ હાલનાં જરથોશતીઓ અચરત થતા હોશે. પણ જેઓને લાગતુ વલગતુ છે, તેઓ તો પોતાનાં હકને વાશતે મરાએ છે તે વાજબી ગનાએ. પણ જેઓને લાગતુ વલગતુ નથી, જેઓ બેહદીન છે તેઓ શું કરવા આગમો તેલ નાંમતા હોશે. શાહુઓ મુંબઈનાં બે દશતુરોની ખતપતમો, નોવશારીનાં દશતુરજી વલાંન લે છે, તે વલાંનનાં હાધાર ઊપર મોબેદો વલાંન લેઈ રશાકશી વધારતા જાએ છે. તેમજ નોવશારીનાં દશતુરોથી તરાં પરતાં આવેઆં છે. શનજાનમો જે વારે શંગલા એક હતા, તેવારે તરાં હતાં નહી. પણ શંજાનથી ગોદાવરે અને ભરૂચ અંકલેશર ખાતે જાઈ વશેઆ, પણ તેઓબી એકજ હતા. તેઓ હલાએદા આલાત વાપરતા હતા નહી. શંજાંનમો જેઓએ આતશબેરાંમ કીધા હતા, તે આતશબેરાંમની **ભશમથીજ** તે સંગલાઓ

કાંમ લેતા હતા. જે વારે શનજાનથી નોવશારી નું પનથક વશીઉ. તેવારે નોશારીવાલા શાહે બોબી શનજાનનાં આતશબેરાંમની ભશમ વા પરતા હતા. હવે જે દાહડાથી શનજાનની વશ તી કમ થાઇ તે હીગાંમમો આતશબેરાંમનાં પુજારા આતશબેરામ લેઇ વાંશદા પરગનાંમો જાઇ રેઆ. પણ ત જગા ઉપરબી તેઓથી રેવાઇઉ નહી, તેવારે આતશબેરામનો પવીતર કેબલો જાલવવા, નોવશારી કશબામો આવી વશેઆ અને નોવશારીવાલા શાહેબો શાથે ચોક શ બંદોબશ કીદો. પણ તેને ઘણાં વરશ ભરા ઇ જવાથી અને નોવશારીનાં દશતુરજીનો લાગ વધુ પોંહોંચવાથી, દેશાઇ શાહેબોની મામલત થવાથી, ઉદવારેનાં આતશબેરાંમનાં પુજારા, જેઓ શનજાનાની ઓલખથી આજે છે, તઓ ઉપર જુલમ ગુજરવાથી, તેઓ ઘેરબાર છોડી, પોતાનો કેબલો જાલવીને, ઉદવારાં ગાંમમો આવી વશેઆ. જેઓ હાલ શુધી છે. જેથી તેઓ જુદા પરેઆ. તેહાર બાદ જામાશબા ઇજી વાલાબી નોવશારીનાં પંથકથી, હેવીજ ખત પતને વાશતે જુદા પરેઆ. તેહાર બાદ મનચેર હોમજી હેવીજ ખતપતને લીધે જુદો પરેઓ. અને થોરે થોરે વરશે, તરનભાઇ છુતા પરી, મનચેર હોમજીને મલેઆ. તેમજ શુરતીઆ

હાવીજ કોઇ ખતપતથી જુદા પરેઆ. હાલી
શુરતમો જે બગરને મળતા વશે છે, તેઓ ઊપર
દુખ પરે છે. પણ તેઓનું દુખ તાલવાને બદલે
તેઓનેબી નોવશારીનાં દશતુર શાપ કહે છે
કે ગમે તો જુદા પરો અને જુદો બશીંગો
કરો. તેમજ મુંબઈનાં બે દશતુરોની રશાકશી
મો નવશારીનાં દશતુરે ભાગ લીધાથી, હાલી
તરફ પરીઊ છે. જે વીશે મને પોલાશો કરવા
ની ફરજ પરી છે. મુંબઈવાલા દશતુરજી શાહે
બ પેશોતનજી બેરાંમજી શનજાંનાં, દશતુરજી
કેકોબાદજી રૂશતમજી મેરજીરાણાંની દશતુરીનાં
વખતમો નોવશારી પોતાનાં શાહેબજાદાને
નાવર કરવા ગીઆ તે વખતે નોવશારીની
શમશતે અંજુમનને નાંમે અંજુમનનાં
ફંદમોથી તેવણને શેઆલ આપી મોહોટાં
માંન પતરથી તેવણને લેવા અને મેળવા ગી
આ, તેટલુંજ નહીં. મુંબઈ મધે જેઓ આત
શબેરાંમમો: વશતા હતા અને બીજી ઘણી દરે
મેહેરમો વશનારા નોવશારીનાં દશતુરજીનાં હું
ધાર ઊપરથી, દશતુરજી પેશોતનજીનેજ માંન
આપતા હતા. તે સઘલુ એક તરફી હતું. જે
વારે દશતુરજી જામાશપજી મીનોચેહેરજી જા
માશપઆશાનાં નોવશારો પોતાનાં શાહેબજાદા
ને નાવર કરવા ગીઆ, તે વખતે તેવણનાં

મીતરોએ જામાશજી દશતુરજીને શમશતે અન જુમનનાં પંદમોથી શેઆલ અપાવાની ખતપત કીધી પણ નોવશારીનાં દશતુર દારાબજીની દશ તુરીનાં વખતમો શાપ નાં પારવાથી, પેલા પર બેઆત બંધો દેશાઈ શાહેબો જેઓ અનજુમ નનાં વદીલ તરીકે હતા, તેઓ બજીદ થઈ વા જબી ઈનશાપ આપવાને વાશતે, દશતુરજી રૂશતમજી કેકોબાદજીને કેવારીઊ કે એક દશતુ રને અનજુમન તરપથી માંન મલે અને બી જા દશતુરને અપમાન કેમ થાય, એ વીગરે ઘણી ભાંજગર થઈ હતી. જે ભાંજગરમો હુમો પણ હતા, પછી શેવતે બંધો દેશાઈ શાહેબોજ અનજુમનનાં પંદમોથી જામાસપજી દશતુરને શેઆલ આપવા તઈઆર થએઆ, જેથી નાચા રીએ દશતુર દારાબજીએ કબુલ થઈ, પોતાને હાથે શેઆલ અનજુમનને નાંમે હોધારી. તોએ પણ નોશાકરા ભગરના મોબેદાનો મોહોટો ભાગ મુંબઈમો દશતુરજી જામાશપજીની વીરૂધમો, તેવણને અપમાંન આપી ચાલતા હતા. અને જરથોશતી ટોલામો કંકાશ વધારતા હતા. તે કાંહાં શુધી વરશ ૧૭) ની લાંમબી મુદત શુધી. જે દાહડેથી જુદદીનને પેટનાંઓને, દશતુર જામાજીની આગેવાંની હેથલ શુદરા પેરાવામો આવેઆ, તેબી બીન કાએદે. વલી નોવશારી

નાં શેંકડો વરશનાં બંદોબશત તોડીને; તે વારે દશતુર પેશોતનજીને તેવી કીરીઆની શાંમને પરોતેશ કરવાની ફરજ જનાઇ, પેહલુંતો નોવ શારીનાં કાએદાથી ઊલતુ, અને બીજુતો પોતાનાં આતશબેરાંમ શાહેબનાં કેબલાની શહમાલ કરવાનાં હેતુથી, તેવણ શાહેબનું કેહવાનુ એ હતું કે પેલા નાંહન નવારનારા મોબેદોનાં બરશનુમ મેલાવી ફરીથી બરશનુમ આપો. પછી પકે પને તેઓની ફરીથી નવજોત કરોતો વાજબી કેવાએ. પણ તેમ બનેજ કાંથી. જાંહાં એ હટી અગીઆરીનાં શેઠો તરફથી એ કાંમ ચાલુ થએલું અને તેનાં આદરાંનવાલા દારાબજીએ, ધણીનાં હાધાર ઊપર કેટલાએક મોબેદોને શાથે લેઇ, આગેવાંની કીધેલી. તેથી નોવશારીનાં દશતુર દારાબજીએબી તેવી કીરીઆ કબુલ રાખી, પેલા મોબેદોનાં બરશનુમ મેલાવા હોકમ કીધો નહી. જેથી દશતુર પેશોતનજીએ પોતાનાં મોબેદોને, જેઓ આતશબેરાંમ છોડી ગીઆ છે તેઓને, તાકીદ કીધી હતી કે માંણેકજી શેઠની અગીઆરીવારા અને તે અગીઆરીને મલતા બરશનુમ વાપરનારા મોબેદો શાથે વાપરવું નહી. એટલે હલાએદુ કાંમ કરવું. હાવી ચરશ વધાં જવાથી, વલી દલો ચેઆલીશ હજાર રૂપેઆનો લુમકો લેવાની ખતપતને લીધે, તે રૂપેઆ

લેવાની બીન કાએદે ગોથવન કરી, નોવશારીનાં બંધો દેશાઇ શાહુબોની ઊપરી થઇ, તેવણનો કઇ એ રૂપીઆ ઊપર હક નહી હોએ હેવી ધપથી, ફરીઆદી મંદાઇ, જેની શાંમને થવાને આતશબેરાંમનાં માલેકોને ફરજ પરી, તે શેઠો ને મલતુ રેવાને દશતુરજી પેશોતનજીને ફરજ જનાઇ. જેથી વધારે ચરશ વધી ગેઇ. શેવ તે, તે ચેઆલીશ હજારમો વકીલ બારેશટરનો ખરચ જતાં જે રૂપેઆ બાકી વધેઆ છે, તે પણ કુવાઓથી નીકલી બારીઆઓ પરેઆ છે. શાહુબો તે ચેઆલીશ હજાર રૂપેઆ જે ઓબે દોનાં હકનાં હુતા. તે લેવા નોવશારીઓ કેટલા એક શાહુબોની ખાનગી મીટીંગ બેથી હતી, જેમાં થએલી ખાંનગી ગોથવનો બહાર પરવી જોઇએ નહી. તે હુવી હતી કે આએ રૂપેઆ જીતી, પછી જે વારીઆજીને તાંહાં બે લાખ રૂપેઆ એકઠા થએલા છે, તે લેવા ફરીઆદી માંદશું. તેવી ખાંનગી ગોઠવન કરનારા લાએક નહી હોવાથી, તેજ દારે વાત બાહર ફેલાઇ ગેઇ. હાવી રીતનાં જંગલીપણાને લીધે, વારી આજીવારા શાહુબોને અપીલ કરવાની ફરજ પરી. તે અપીલનાં હાધારથી શાંહમનાં જીહતી ને, પોતાની જગાનાં અને આવકનાં માલેક થઇ ગીઆ. જેથી કેટલાએક ઓબેદાએ નોવશારી

નાં દશતુર શાહેબને ઊશકેરી. દશતુરજી જામા શજીને શાથે લેઇ, તરૂ પારીઊ. હેમા જામાશજી દશતુરનો રતીબાર તકશીર ગનાએ નહી. તેવણ પોતાનાં હુરીફને જેર કરવા ગમે તેમ કરે, કારણ કે તેવા હુરીફને લીધેજ જામાશજીએ શતર વરશ દુખ શોશેલું, તે ધની શુ કરવા પોતાનાં હાથમો આવેલી તક ખોએ, તે વીશેનો દોશબી નોવશારીનાં દશતુર શાહેબને માંથે છે. જો તેવણ દાનાઇ પોહચારી મતલ બીઆ કારબારીઓથી થગાઇ જાઇ, મુંબઇમો નવો વરશાઓ કરાવતે નહી. તો કબી તર પરતે નહી. પણ બંનારવશ હતી, તે બનેઆ વગર રહે નહી. તેટલુજ કરીને પેલા મોબેદો ધરાએઆ નહી. આતશબેરાંમમો અને નાવર મરાતબની કીરીઆમો શામેલ રેનારા અને દશતુર પેશોતનજીનાં પોતાનાં ઘેરમાં તથા બેધીનનાં ઘેરમોનું અપરગાંન કરનારા મોબેદોને અટકાવ કરવા, નોવશારીનાં દશતુરને ઊશકેરી, પેલા મોબેદો જેવો નોવશારીમો રેતા હોએ તેઓને નેઆતથી બાહેર મેલવાની ભલાંમન થવાથી, તેમ કંઇ બનીઊ નહી તેવારે તેઓને ઘેર કોઇ ગુજરે તેની કીરીઆ કરાવાની ધાશતી આપવા લાગા. માફીપતર લખાવી લેવા લાગા. જેથી નોવશારીમો બીજી

અગીઆરી બંધાવાને, વારીઆજીવારા શાહેબો ને અને દશતુરજી પેશોતનજીને ફરજ જનાઇ. તેનુ કાંમ ચંદ રોજમો ચાલુ થશે. હવે મુંબઇ મધે બીજા આતશબેરાંમ બાંધવાની જે ગોઠવન થાએ છે. તેમો એક દશતુરજી શાફ નાં પારે છે. કે એક શેહરમો બે આતશબેરાંમ થાએ નહી. બીજા દશતુરજી તેમ કરવાને શાં મેલ છે. તે વીશેની તકરારો આગલ વધી ગેઇ છે. પણ વાજબી બોલવાને મને ફરજ જનાઇ છે. જેથી જરથોશતી શાહેબોની ખાતરી થાએ. શાહેબો એક શેહરમો બે આતશબેરાંમ નહી થાએ, હેવું કઇ ધરમ પુશતકોથી શાબેત થતુ નથી. તે કરતાં હાલી મુંબઇમો તરન આતશબેરાંમ છે, તેમાં ચોથાબી થશે તો કઇ ધરમને હરખત થવાની નથી. પણ મુંબઇની બોહલી વશતી પરમાંણે અને દુરનાં જરથોશતી રેવાશીઓને આતશબેરાંમનાં કેબલાની બંદગી કરવાની અગત જનાએ તો, કોટ, મજગાંમ, પરેલ, મેહેમ, અને વાંદરા જેવી જગા ઊપર, આજે ઘણાં જરથોશતીઓ વશે છે, તે જગાનાં ગરીબ જરથોશતીઓને શવલ પરે તેમ શમજી, તેવી દુરની જગા ઊપર આતશબેરાંમ કરવામો આવે તો કઇ હરખત હું જોતો નથી. પણ પાશે પાશે બે આતશ

બેરાંમ થવાથી, અતીશે હરખતો થઇ પરશે. પેહલું તો જે ઓબેદો તોફાંન વધારવા બેઠા છે, જેઓ આતશબેરાંમઓથી મારામારી કરી નીકલી ગએલા છે, તેઓ હંમેશ મારામારી જારી રાખશે. બીજુતો જરથોશતી ટોલાની, જુદદીનવારા હશી કરશે, અને બોલશે કે જરથોશતીઓ કઇજ કાએદો વતીક જાણતા નથી. તરીજુ તો બંદગી કરવા આવનારા જરથોશતીઓને ઓબેદોથી કંટાલો આવશે, કારણ કે કેટલાએક રજલતા રખરતા ઓબેદો, પાશે પાશે આતશબેરાંમ હોવાથી, હઇથી તઇ અને તહીથી હઇ, પઇશા લેવાને દોરતા ફરશે, તેમજ કેટલાએક બેધીનો જેઓ છતે હાથ પગે ચાકરી ધંધો કરવાની છોરી દેઇ હરાંમખોરી ઉપરજ બેઠા છે, તેઓનો રકાશ વધી પરશે, અને પુર તો રકાશ બનશે. તેથી પાશે પાશે આતશબેરાંમ થવા જોઇએ નહી. હેવું મારૂ મત છે. પછીતો ટોલાનાં અકાબરો મુખતીઆર છે. અતરેનાં આતશબેરાંમઓ બરશનુમ વાપરી નોવશારી બરશનુમ લેવાગીઆ તેને બરશનુમ આપવાને નોવશારીનાં દશતુરે નાંકેઊં પણ જમશેદજી માંણેકજી ઓબેદજી તે ગંદેવીનાં પંથકીને તો, માહરા ઘેરમાંથી બરશનુમ લેઇને બેઠેલો, તેને હધુરે દાહાડે, હધુરી કીરીઆ જેલા

વી પાછો ઊથારેઓ. હવે હું પુછુંચ કે આજ શેંકડો વરશ થએઆં કોઇબી પનથકનો મોબેદ નોવશારીખાતેથી બરશનુમ લેવા આવેલો પાછો ગીઓ નથી. પછી ગંમે તે પંથકનો હો એ, તેમજ નોવશારીનાં દશતુરનાં વીચાર પર માંણે જુદાં પંથકનો શમજી તેને નાંહન આપવા જોઇતાં, હતાં અને નાંહનમો બેકેલા મોબેદને હધુરી કીરીઆ મેલાવી, પાછો ઊથારવો જોઇતો હતા નહી. તેને ખુબ કરાવી, પછી પોતાનાં લાગતા વલગતા મોબેદોને હોકમ આપતે કે હેની શાથે ફરીથી પદાંન બાંધવુ નહી. હેવો હોકમ પોતાનાં મોબેદોને આપવાથી વાજબી કેવાતે. તેટલુંજ કરી મુગા બેઠા નહી, પણ જેઓએ આતશબેરાંમમો બરશનુમ નહી લીધેલું, તેવા મોબેદોની ઊપરથી જુલમ પારેઓ. એદલજી ખરશેદજી ખોરીનાં માએ નોશારીમાં ગુજરેઆં, તેવણની કરીઆ કરવાનો અતકાવ કરી, એદલજી પાશે માફી પતર લખાવી લીધુ અને દાદાભાઇ ફરદુનજી પરબેજજી પોતાનાં શગા ખરશેદજી નવરોજી દારાશા ઘણાં બેહાલ હોવાથી તે વખતે દાદાભાઇ પાશે માફી પતર લખાવી લેવાની ચકચાર થવાથી, તેવન પાછા મુંબઇ આવેઆ, પણ તેજ હીગાંમમો તેવણને ઘેર લગન નીકલેઆં, તે તાંકને તેવનપાશે માફી

પતર લખાવી લીધું. પણ દાદાભાઇને પોતાના બેધીનોનાં કેવાથી, વારીઆજીના આતશબેરાંમ ના સરોશનું કાંમ ફરીથી કરાવાથી, ફરીથી નોવશારી નવજોત કરવા ગીઆ, તે વખતે ફરીથી માફી પતર લખાવી લીધું. તેમજ મારા બાવા રૂશતમજી જમશેદજી કાંગાની છેહેલી હુઇઆ તીની વખતે, મારી પાશે માફી પતર લખાવી લેવા અનેક ઊપાએ કીધા હતા, પણ હુમે તેઓની કઇજ દરકાર રાખી નહી. તેથી મને અને મારા બાવાને, અને મારા છોકરાને, હુંમકાર શાથનાં જમવાનાં એજન કરાવેઆં નહી. તેવણને ઘરડે ઘરપણ અપમાંન કરી, તેવણને માંશું લગાડેઊં. જેથી નોવશારીઓ પું જી અગીઆરી બાંધવાની ફરજ જનાવાથી તે કાંમની આગેવાંની મને કરવી પરી છે. આ લખાંન બંધ કરતાં ફરીથી ટોલાને શુચન કરૂંચ કે આપણે માંયે પંચાત થવી જોઇએ જેથી તેઓ ટોલાની કાળજી રાખી, ચાંપત ઊપાએ લેએ. આંમીન.

**મોબેદ રતનજી રૂશતમજી કાંગા.**

---

# જાહેર ખબર.

---

જરથોશતી શાહેઓને નમનતાઇ શાથે જાહેર કરવામાં આવે છે કે હમોએ દશતુરજી એરચજી શોરાબજી મેહેરજીરાંણાની તપાશ શાથે લખાંન કરાવી જે ધરમબોધ ચોપાંનીઆં મોહટો ખરચ કરી છપાવેઆં છે, તેની વીગત નીચે પરમાંણે છે. તે બંનતી જોગવાઇએ ખરીદ કરી, જરથોશતી નીશાલોમાં ઇઆ ઇશકોલમાં જરથોશતી બચાંઓને મુફત આપી મને આશરો આપશો હેવી આશા રાખુંચ.

પતેત પશેમાંની તેનાં અરથ શાથે, એ ચોપાંનીઆં ૯૫૦) છે. કીંમત બે આના.

નીરંગ આબેજર, નીરંગ કુશતી બાંધવાની શરોશ બાજ, હોશબાંમ, હાવન, રપીથવન, ઉજીરન ગેહો. એ ચોપાંનીઆં ૫૬૦) છે. કીંમત તરણ આના.

ફવેશરૂથરેમ, હોશનઘેહું, ખોરશેદ, મેહેર ને આએશ, દોઆ વીસપ હુમત, નામશેતાએશની, નમશકાર, એ ચોપાંનીઆં ૧૦૦) છે. કીંમત તરણ આના.

માહાબોખતાર, અરદવીશુર, આતશની નેઆએશ. પતેત પશેમાંની વીગરે એ ચોપાંનીઆં ૨૦૦) છે. કીંમત ચાર આંના.

ઉપલાં તરણ ચોપાંનીઆં શાથે અંબાશની શાદી જલેતથી બાંધેલાં. એ ચોપડી ૭૦) છે. કીંમત બાર આનાં.

એજ ચોપડી ગીલીતની જલેતથી બાંધેલી એ ચોપડી ૭૫) છે. કીંમત રૂ૧.

રાસત દીને જરથોશતીઆંન, નાંમનાં ચોપાંનીઆં ૧૨) શાથે બાંધેલાં અંબાશની જલેતથી જેમાં ઉપર લખેલા અવસતા, તેનાં અરથો શાથે આવેલા છે. તથા બાર મહીનાનાં જશનો, તેની ખુબીઓ અને જરથોશતીઓએ પુછેલા શવાલો, તેનાં હુમે આપેલા જવાબો. વીગરે આવેલું છે. એ પુશતક ૭૫) છે. કીંમત રૂ૨).

---

## ધરમાતુ જરથોશતી શાહેબોને અરજ.

ઉપર લખેલી કીંમતની હરધી કીંમત લીધામો આવશે. અગર કોઈ શાહેબો શદાબરી એક રકમ ખરીદ કરી લેશે, તો તેથીબી ઓછા ભાવથી આપી દીધામો આવશે. શબબ કે ધેરમો પરી રેવા કરતાં જરથોશતી બચાંઓનાં ઉપીઓગમો આવે હેવી મારી મખશદ છે.

લા૦ ટોલાનો આશરો ચાહાનાર,

**મોબેદ રતનજી રૂશતમજી કાંગા.**